૫. પરમેશ્વરે તારાં ગરીબ ઘરને ઘણું વહાલું બનાવ્યું છે; (અને) કરકસરના ખોરાક માટે પુરતો જથ્થો આપ્યો છેઃ જો વધારે પૈસાવાલા ઘરમાં વધારે ખુશાલી હોય તો તે પણ પરમેશ્વરેજ ત્યાં મોકલી છે.

૬. પણ ભરેલા કોઠારો કરતાં, પ્રમાણિક મહેનતથી મેળવેલી રોટલી કરતાં, ભરી રાખેલી ટેબલના અશીરવાદો કરતાં જે ખોરાક તે અંદર આપે છે તે વધારે સારો છે.

૭. સીંહ અને કાગડા મરી જાય છે; તેઓ માત્ર જીંદગીની સાધારણ રોટલી માંગે છે; આપણા જીવ હંમેશ રહેશે; અને તેઓને પણ ખોરાક આપવો જોઈયે.

૮. ત્યારે માત્ર દુનિયાના ખોરાકને માટે તોતડી જીભવડે બંદગી કરવા અમને શીખવો નહિ; પરમેશ્વર, જે આકાશી ખોરાક અમને ફાયદો કરે છે, તે અમને દીન પ્રતી દીન આપ.

---

## TRY AGAIN.

## ફરીથી કોશેશ કરો.

૧. એ એક ધડો છે જે તમારે ધ્યાનમાં રાખવો જોઇયે, ફરીથી કોશેશ કરો. જો પહેલાં તમે નિષ્ફળ થાવો

તો ફરીથી કોશેશ કરો. તે વખતે તમારી હીમત દેખાવા દો; કારણ, જો તમે ખંતી રહેશો તો તમે જીતશો; તમારે કદી બીહવું નહિ, ફરીથી કોશેશ કરો.

૨. એક વાર કે બે વાર તમે નિષ્ફળ થાઓ તો-પણ ફરીથી કોશેશ કરો. જો છેલ્લે ફત્તેહ પામતા હોવો તો ફરીથી કોશેશ કરો. જો આપણે તેની પછવાડે લાગ્યે અને તેમાં આપણે જીતીયે નહિ તો તેમાં કાંઈ અપમાન નથી. એવી બાબતમાં તમારે શું કરવું જોઈયે? ફરીથી કોશેશ કરો.

૩. જો તમને લાગે કે તમારો પાઠ અઘરો છે તો ફરીથી કોશેશ કરો. વખત જતે તમને બદલો મળશે, ફરીથી કોશેશ કરો. જે સઘળું બીજાં લોકો કરી શકે તે તમારે ધીરજથી શા માટે નહિ કરવું જાઇયે? ફક્ત આ કાયદો ધ્યાનમાં રાખો કે ફરીથી કોશેશ કરવી.

---

## LITTLE THINGS. નાની ચીજો.

૧. કેતી પોતાના બાપના ગુંઠણ ઉપર બેસીને બોલી બાપા, કોઈ દિવસ ઘણા સારા જાય છે અને કોઇ દિવસ ઘણા અભાગ્યા જાય છે તેનું કારણ શું? આજનો દહાડો માઠોજ શરૂ થયો, અને જે સઘળું આજે બન્યું છે તે

ખોટુંજ થયું છે. બીજા દિવસોમાં હું સીધુંજ શરૂ કરૂં છું. અને સઘલું એક છેડેથી બીજા છેડા સુધી સીધુંજ થાય છે.

૨. જો કાકી લીનીએ મને સહવારે રાખી નહિ હતે તો નિશાળે મારા નામ સામે મોડું થયું એવું મંડાતે નહિ અને ત્યારે હું ચીરડાઉ થતે નહિ અને પછી આખો દિવસ કંટાલો આપનારી આટલીબધી ચીજો બનતે નહિ. અરે પ્યારા, અરે પ્યારા! દરેક ચીજ મારી વીરૂધ્ધ જાયછે.

૩. પણ બચ્ચા, કાકી લીનીએ તને શામાટે રાખી? બાવા, મારી ટોપીની દોરી ટાંકવા. તે કેમ નીકલી ગઇ? કેતીએ ધીમે સાદે કહ્યું, હા, હું ધારૂંછું કે તે મારો વાંક છે? કારણકે મંગલવારે તે નીકળી ગઈ અને મેં તે પાછી જડી લીધી હતી નહિ.

૪. હવે તું જોયછે કે તારા અભાગ્યા દહાડાની શરૂઆતને માટે આજ સહવારની અગાઉ આપણે જોવું જોઇયે. જો તેં યાદ રાખીને વખતસર તોપીની દોરી ટાંકી લીધી હતે તો તારા દહાડાના સંકટો કદી શરૂ થતે નહિ. તેં અસલી કહેવત કદી સાંભળી છે કે 'એક ખીલાને માટે નાલ ખોવી પડી?'

૫. કેતી જેને વાર્તાનો ઘણો શોખ હતો તે બોલી

છઠી કે મહેરબાની કરી મને તે કહો. તેથી તેણીના બાપે કહી સંભળાવ્યું—

એક ખીલો નહિ હોવાથી નાલ ખોવી પડી;
નાલ નહિ હોવાથી ઘોડો ખોવો પડયો;
ઘોડો નહિ હોવાથી સવાર ખોવો પડયો;
સવાર નહિ હોવાથી લડાઈ ખોવી પડી ;
લડાઇ ખોવી પડી તેથી રાજ ખોવું પડયું ;
અને આ સઘલું ફક્ત એક ઘોડાની નાલના ખીલાની તંગીને લીધે.

૬ પેલી નાની છોડી બોલી અરે બાપા હવે તમે શું કહેવા માગોછો તે હું સમજી. કોણને એવો વિચાર આવતે કે વખતસર મારી દોરી જડી નહિ લીધી એવી એક નજીવી ચીજથી આખા દાહાડામાં આટલો ફરક પડી શકયો? નાની ચીજો તરફ બેદરકારી બતાવાને જ્યારે પણ મારૂં મન થશે, ત્યારે હું બોલીશ કે એક ખીલાની તંગીને માટે નાળ ખોવી પડી.

---

## SPIN ARIGHT. વખતસર કાંતવું.

નાના નાના દોરાઓનું જાળું બને છે. નાના નાના

કામોથી જીંદગીનો હેવાલ થાય છે. જો તમે સુખી થવા માંગતા હોવો તો બની શકે તેટલું વખતસર કાંતો ( કામ કરો ): જ્યારે દોરો તદન તુટી જાય ત્યારે બરાબર કાતવું બહુ મોડું ગણાય છે.

---

## THE LITTLE CHIMNEY SWEEPER.

## નાનો ધુમાળીયું સાફ કરનારો.

૧ એક નાનો છોકરો એકવાર પોતાના બાપને એક મોટા ઘરમાં એક ધુમાળીયું સાફ કરવામાં મદદ કરતો હતો. તે એક સ્ત્રીના કપડાં બદલવાના ઓરડાનું ધુમાળીયું હતું.

૨. કામ પુરૂં થયા પછી તે છોકરા સીવાય ઓરડામાં કોઇ બીજું હતું નહિ. તે નીચે ઉતર્યો તે અગાઉ ઓરડામાં સઘલી ચીજો જોવા લાગ્યો.

૩. તે સ્ત્રીની તેબલ ઉપર એક સોનાનું ઘડીઆલ પડેલું હતું અને તે છોકરો તે જોવા તેની આગલ ગયો. હું ધારૂં છુ, કે તેણે તે હાથમાં લીધું પણ મારી ખાતરી નથી.

૪. પણ તેણે તે લીધું કે નહિ તોપણ જ્યારે તે તેની સામે જોતો હતો ત્યારે તેના મનમાં તે ચોરી લેવાનો વિચાર આવ્યો.

૫. તે પોતાના મન સાથે બોલ્યો કે હું મારી મેસની કોથલીમાં તે સંતાડી શકીશ અને જ્યારે હું અહીંથી જતો રહીશ ત્યારે પૈસાની મોટી રકમ લઇ વેચી નાખીશ.

૬. પણ બીજો વિચાર તેના મનમાં આવ્યો. તેને નિચલા શબ્દો યાદ આવ્યા. "ખોદા તું તો મને જુએ છે." અને તેને આંસુ આવ્યાં.

૭. તેને ઘણું દુઃખ પેદા થયું અને તેણે મોટેથી ખોદાની બંદગી કીધી કે મારા આ દુષ્ટ વિચારને લીધે તું મને માફ કર અને એક ચોર થતો અટકાવ. પછી તે ગુપચુપ નિચે ઉતરી ગયો.

૮. આહ! તે નાના છોકરાની જીંદગીમાં નસીબ ફરવાનો તેજ વખત હતો; કારણ જો કે તે જાણતો નહિ હતો તોપણ સઘલો વખત તેને જોવા અને સાંભળવામાં આવ્યો હતો.

૯. પેલી સ્ત્રી પાસેનાજ ઓરડામાં હતી અને તેણીએ તે છોકરાને ઘડીઆલ જોતાં જોયો હતો અને જે શબ્દોમાં તેણે બંદગી કીધી હતી તે શબ્દો પણ સાંભળ્યા હતા. જો તેણે તે ઘડીઆલ લીધું હતે તો તેણીએ તેને એક ચોર તરીકે બંધીખાને ઘણોખરો મોકલાવ્યો હતે.

૧૦. હું કોઇના જોયા વગર તે લઇ શકીશ એવો વિચાર તેને આવ્યો તે છતાં તેણે તે લીધું નહિ તેથી, અને આવા કસાકસીના વખતે તેણે ખોદાની મદદ માગી બંદગી કીધી તેથી તેણીને તેની ઉપર ઘણી દયા આવી.

૧૧. તે વખતથી તેણીએ તે છોકરાના કલ્યાણ પાછલ ઘણું ધ્યાન આપ્યું અને તેને એક સારા ધંધામાં રખાવ્યો. તે પાછલથી એક પૈસાદાર માણસ થયો અને પૈસા કરતાં વધારે સરસ એ કે તે એક સારૂં માણસ નિવડયો.

૧૨. સઘલી ચીજોમાં પ્રમાણિક થવાને યાદ રાખજો. હમેશા તમારી પોતાની તરફ સાચા રહેવું અને તમારાં સારાં નામને ખરાબ લગાડવાને કાંઇ પણ કરવું નહિ. 'એક સારૂં નામ પૈસા કરતાં વધારે સરસ છે.'

---

## THE SHETLAND PONY.

### શૅતલન્દ ટાપુનો તટ્ટુ.

૧. શૅતલન્દનો તટ્ટુ એક ઘણા નાના કદનો ઘોડો છે જે સ્કૅાતલન્દ દેશની ઉત્તરે આતલાનતિક મહાસાગરમાં આવેલા શૅતલન્દ નામના ટાપુના ગુંચડામાંથી આવે છે. તે ટાપુઓ તમને નકશામાં મલી આવશે.

૨. મહાસાગરમાંથી ફુકતા થંડા પવનો તે ટાપુઓની આસપાસ વાય છે અને તેથી ત્યાં જે છોડવાઓ થાય છે તે તદ્દન નાના હોય છેઃ ત્યાં ઝાંડ ઘણા થોડાં હોય છે અને જેમ આપણી તરફ જંગલો હોય છે તેમ જંગલો બીલકુલ હોતાં નથી.

૩. તટ્ટુઓ સારા ટાપુઓમાં રખડે છેઃ અને ઉનાલામાં ટેકરી અને ઉજ્જડ વેરાનોમાં ચરીને ગુજરાન કરે છે.

૪. શેતલન્દમાં આ નાના જોરાવર ઘોડાઓને તબેલામાં કદી રાખતા નથી. જે આસરો તેમને મલે છે તે ફકત કોઇ ઘરની અથવા તો કોઇ પથ્થરની દેવાલની બાજુએ હોય છે. ઘણાકોને તો તેઓની સ્વદેશી ટેકડી અને કીનારા ઉપર તેઓને જેમ ફાવે તેમ કરવા છુટા મુકેલા હોય છે.

૫. લાંબાં બરફના તોફાન વખતે મુઠીભર સુકું ઘાસ અથવા પેંડો બે અથવા ત્રણ દહાડે એકવાર તેઓના ધણી તરફથી આપવામાં આવે છે તે વખતે તટ્ટુઓ મુખ્ય કરીને તણાઇ આવેલું ઘાસ જે કીનારા ઉપર એકઠું થાય છે તે ખાઇને રેહે છે.

૬. કોઇ કોઇ વાર આ નાના ઘોડાઓને ખેડુતો પો-

તાના બખરચીખાનામાં જઇને સુવા દે છે. કેટલાકો તો એટલા નાના હોય છે કે એક તેબલની નિચે તેને અડકયા વગર સહેલાઇથી ઉભા રહી શકે છે! છોકરાંઓ એક ઘેટાંની પીઠ ઠોકે તેમ તેઓની પીઠ ઠોકે છે.

૭. એકવાર એક છોકરૂં જે એક તલાવ આગલ ફ્સ-ડયાં મારતું હતું તે અંદર પડયું અને આ તટ્ટુઓમાંનો એક જો ત્યાં નહિ હતે તો તે ડુબી મરતે. પેલા તટ્ટુએ પો-તાના દાંતવતી તે છોકરાનું કપડું પકડયું, અને જ્યાંસુધી કોઇ તેની મદદે આવ્યું નહિ ત્યાંસુધી પાણીની બાહાર ઉપરનું ઉપર રાખ્યું.

---

## LESSON FROM THE FLOWERS.

## ફુલો ઉપરથી ધડો.

૧. વસંત રૂતુ સાથે પાછુ ફરતું એવું એક પીળુ બતરકપનું ફુલ નથી જે કોઈ પણ રાજાના તાજ જેટલા ચલકતાં સોનેરી મથાલાનું મગરૂબ નહિ હોય.

૨. રાતો ગુલાબ અને સુંદર કમલ ફુલ આપણા ઉનાલાના દિવસને રળીઆમણો કરેછે—જમીન ઉપર એવી કોઇ સ્રી નથી જેનો પોશાક તેઓના જેવો સુંદર હોય.

૩. તેઓ આટલા સુંદર છે તેને માટે મગરૂર અથવા બેવકુફ વિચારો ધરાવતા નથી; તેઓ કાંઈ પણ ચીજ ઇચ્છતા નથી (અને) તેઓ તડકા અને મીઠી હવાથી તદંન સતોષ રહે છે.

૪. પરમેશ્વરે તેમને સુંદર રંગો આપ્યા છેઃ આપણને વીશ્વાસ, આશા અને પ્યાર ( આપ્યો છે) અને દુન્યાની ચીજ છોડી દેવા અને આકાશી ચીજો સોધવા ફરમાવ્યું છે.

---

## LETTER. કાગજ.

ના. ૨૮, અમીરનો મોહલો.

પ્યારી મેરી,

મને ખરાબ સરકમ થયોછે તેથી માએજી મને આજે નિશાળે આવવા દેશે નહિ. કોઈને કદી સારો સરકમ પણ થતો હશે એ વિચારથી મને અજાયબી લાગેછે.

તું ભલી અને માયાલુ છે તેથી એક ભલી અને માયાલુ છોડી તરીકે ઘર જતી વખતે મારે ત્યાં આવી મને આપના કાલના પાઠ દેખાડી જશે? મારી તે તૈયાર કરવાની મરજી છે કે જેથી કરી હું પાછલ પડું નહિ.

લા૦ લિઝી.

# I AM OLD NOW.

## હવે હું ઘરડો થયો છું.

૧. હું હવે એક ઘરડો કુતરો થયો છું અને ઘણો કામનો નથી; પણ હજી મારો ધણી મારી તરફ ઘણો માયાળુ છે કારણ કે તે જાણેછે કે હું જુવાન અને જોરાવર હતો ત્યારે મેં એની સારી ચાકરી કીધી હતી.

૨. જ્યારે તે ઘણો નાનો હતો ત્યારે અમે ખેતરમાં કેવી રીતે સાથે રમતા હતા તે તેને યાદ છે. લીલાં ઘાસ ઉપરથી અમે ઘણા કુદકા મારતા હતા.

૩. તે મારી તરફ હંમેશ માયાળુ હતો અને મને કદી પણ મારતો હતો નહિ. તે જાણતો હતો કે મને મારવું ઘટતું હતું નહિ કારણ મારા જુવાન ધણીની જે પણ મરજી થાય તે કરવાને હું હમેશ હાજર હતો.

૪. મેં શીખવાને મારાથી બન્યું તેટલું કીધું; અને જ્યારે તે મને કાંઈ પણ શીખવતો ત્યારે હું તેના મોં તરફ ઉંચે જોતો અને તે મારી પાસ શું કરાવવા માગતો હતો તે જાણવાને મારાથી બનતી કોશેશ કરતો. એકવાર એક ચીજ મને આવડતી તો પછી તે હું કદી વીસરી જતો હતો નહિ.

૫. હું તેની સાથે નિશાળે દોડતો દોડતો જતો અને પાછો ઘર દોડી જતો. હવે તે મોટો થયો છે પણ હું હીમતથી કહું છું કે જ્યારે હું તેને આવતાં જોતો ત્યારે હું તેને કેવી રીતે મલવા દોડતો તે તેને યાદ છે.

૬. તે વારંવાર પોતાની ચોપડીનો કોથલો મને લઇ જવા આપતો, અને જ્યારે તે મને આપતો ત્યારે હું ઘણો મગરૂબ દેખાતો અને આખે રસ્તે તે લઈ થોભ્યા વગર તેની બાજુએ ચાલી ઘર જતો.

૭. મારા જુવાન ધણીનું નામ જીઆર્જ છે. તેને એક નાની બેહન છે અને તેનું નામ ઇદિથ છે. વારૂ ઇદિથ એક દહાડો ઘાસ ઉપર બેઠેલી હતી. તેણી પાસે પોતાના હાથમાં એક બીસકોત હતી અને તે ખાવામાં તેણી ગુટાયલી હતી.

૮. એક મોટા ભુખ્યા કુતરાએ તેણીને દીઠી, અને તે બીસકોત ઝુંટવી લેવા દોડતો દોડતો આવ્યો. ઇદિથની નજદીક એક ઝાડીમાં હું પડેલો (સુતેલો) હતો, અને જ્યારે મેં તે અજાણ્યા કુતરાને આવતાં જોયો ત્યારે હું તેણીનો બચાવ કરવા કુદકો મારી ઉઠયો.

૯. તે ઈદિથ તરફ ધસ્યો અને તેણે બીસકોત મેળવવા કોશેશ કીધી પણ હું તેને ઘસડતો ઘસડતો લઇ ગયો.

અમારી વચ્ચે એક ક્રુર મારામારી થઇ, પણ છેવટે મેં તેને જીત્યો.

૧૦ ઇદિથની બુમોથી તેણીની મા તરતજ બહાર આવી અને જ્યારે તેણીએ જોયું કે તે નાની છોકરીને ઈજા પામતી મેં બચાવી હતી ત્યારે તેણી ઘણીજ ખુશી થઇ..

૧૧. જ્યારે જીઑર્જ નિશાળેથી ઘર આવ્યો ત્યારે તેણીએ તેને કહ્યું અને ત્યાર પછી હું હંમેશ કરતાં વધારે માનીતો થયો. ત્યારથી મારા ધણી સાથે મેં ઘણા વરસ સુખમાં કહાડયાં. પણ, મેં તમને કહ્યું છે તેમ હું હાલ ઘરડો કુતરો છું અને હું જેવી રીતે અગાઉ ચાકરી કરતો હતો તેમ હવે ચાકરી કરી શકતો નથી.

૧૨. જીઑર્જે મારી સબી ચીતરાવી છે અને તે તેના ઓરડામાં લટકે છે. તે ઉપરથી તમે જુવો કે જ્યારે હું જુવાન હતો ત્યારે હું કેવો દીસતો હતો. હું તે વેળા એક ખુબસુરત કુતરો હતો. જો તમે મને તે વખત જોયો હતે તો તમે મને હમણા કદાચજ ઓલખી શકો.

૧૩. આવા માયાલુ ધણી મળવાથી મને ઘણો ઉપકાર માનવો જોઈયે. મારા ધણી જેવા બીજા ઘણા ધણી હોય તો સારૂં. જો કે હું તો માત્ર એક કુતરો છું તે છતાં તે કહેછે કે હું એક નિમક હલાલ બુઢા નોકરને કદી વીસરી જઈશ નહિ

# FRETTING AND GRUMBLING.

## ચીરડાવું અને બડબડવું તે.

૧. એક ગ્રહસ્થે એકવાર એક નાના છોકરાંઓની સંખ્યા આગલ કહ્યું, વારૂં, ત્યારે, છોકરાંઓ, મારે તમને ચીરડાવા અને બડબડવા વિષે એક નિયમ આપવો છે.

૨. "તે નિયમ ઘણો ટુંક છે પણ તે યાદ રાખવા પાછલ વખત કાહાડવા જોગ છે. તે શું છે તે કહું તે ધ્યાન દઇ સાંભળો, અને પછી તે વાપરવાની કોશેશ કરજો.—

૩. "જેમાં તમારો ચારો નહિં તે વિષે ચીરડાવું નહિ, કારણ તેથી તે તમને કાંઇ ફાયદો કરશે નહિ, અને જેમાં તમારો ચારો હોય તે વિષે કદી ચીરડાતા ના, કારણ જો તમારાથી બનતુંજ હોય તો પછી તે તમારે કરવું."

૪. "તો જ્યારે પણ કાંઇ ચીજ વિષે તમારૂં ચીરડાવાનું મન થાય ત્યારે તમારા મનને પુછો કે "એમાં મારો ચારો છે?" જો તમારો ચારો નહિ હોય તો ચીરડાવું નહિ, સઘળાં છોકરાંઓએ આ નાનો નિયમ

યાદ રાખવો જોઇયે, અને જ્યારે તેઓ નાના હોય ત્યા-
રથીજ તે વાપરવા શીખવું જોઇયે.

૫. "દુનિઆમાં સર્વે જણને સંકટો છે; અને સુખી થવાનો એકજ રસ્તો એ છે કે જે ચીજ આપણને મળી શકે નહિ તે માટે ઇચ્છા નહિ બતાવવી, પણ પરમેશ્વરે આપણને જે આપ્યું હોય તે ઉપર સંતોષ ગુજારવો."

---

## SQUIRREL.

## ખીસકોલી.

૧. હું એક ઘણી રંગીલી ખીસકોલી છું; જુના બીચ ઝાડના મારા ઘરના એક છેડેથી બીજે છેડે હું આખો દહાડો કુદું છું અને ગોળ ફર્યા કરૂં છું જો તમે મારી પછવાડે દોડો, તો હું સીરાંમાં અને તડકામાં નાહાસી જઇશ; પણ તમે મને કદી પકડી શકશો નહિ. કારણ કે નાહાસો ગોસો એવી તદબીરથી રમીને હું ડાંખલી ઉપર ચઢી જઈશ; અથવા તો મારી નાની ચળકતી આંખો વતી પાંદડાંમાંથી ચીમાઇને જોઈશ.

૨. જેઓ સઘળા જુના બીચના ઝાડમાં ઝુરે છે તેમને મારી વાળવાલી પુંછડીથી ઝાટકવાને હું ઉપર નીચે

દોડું છું, અને કુદું છું. જ્યારે ઘુવડને ઉંઘસી ઉંઘસી કરી ચીડવું છું, ત્યારે તે આંખો મીચે છે અને ઘુરે છે તે જોવું કેટલું રમુજી થઇ પડે છે? અને હું વનવાગલાંને જગાડું છું જે ચીસ પાડી નાહાસી જાય છે, કારણ તે એમ ધારે છે કે હું તેના સ્વપ્નામાં તેના ઉપર તડાપ મારતી બીલાડી છું.

૩. આખા ઉનાળામાં જુના બીચના ઝાડમાં મારા પક્ષીઓના ગીતની મને જરૂર પડતી નથી. આખી રાત મને ગાનારા મલે છે અને રળીઆમણી સહવાર પડતાં ઘું ઘું કરતી ઉદ્યોગી દોંગી ભુરી મધમાખ આવે છે. જ્યારે મને કાંઇ બીજું કામ નહિ હોય ત્યારે હું ઉછેરનારાં પક્ષીઓ પાસે બેસું છું અને કોયલ પક્ષી પોતાના બચ્ચાં આગળ કકુ કકુ કરતી હોય ત્યારે અમે તેની મશકેરી કરીએ છીએ.

૪. જ્યારે બરફ સહિત શીયાલો આવે છે અને તેના જનુની તોફાનોથી મારા જુના બીચ ઝાડના પાંદડાં ખરી પડે છે, ત્યારે રેન અને ઉંદરો પાસે હું મારૂં ઘર માડું છું, જ્યાં હું એક રાજવંશીની માફક આરામમાં રહું છું! મારી સુવાલી તોપી અને દગલો છે અને મારા પગોની નજદીક અથવા તો મારા ગળાંની આસપાસ પુછડી વીંટાળેલી હોય તો મને કરાં અને ગારની શી દરકાર છે.

## ખીસકોલી.

૧. ખીસકોલી લગભગ દુનિઆના સઘલા ભાગમાં મળી આવે છે. તેઓ ઘણી જાતની હોય છે, પણ જે એક જાત સર્વેથી જાણીતી છે તે ચંચલ નાની વેલાતી ખીસકોલી છે.

૨. સારા ઇંગલંડ દેશના જંગલોમાં તે મલી આવે છે અને એથી રંગીલું પ્રાણી બીજે કોઇ પણ જગ્યે દેખાતું નથી. તમે કદી એમાંની એક જોઇ છે?

૩. ઝાડમાં ખીસકોલીના ટોળાંને જોવાને ગમત મળે છે. પણ તે રમતીઆળ પ્રાણીઓ તેઓની હીલચાલમાં એટલાં તો ચાલાક રહે છે કે વારંવાર તેઓને જોવાને સહેલું નથી પડતું.

૪. તેઓ નજરના ઘણા ઝડપ્યાં રહે છે અને જ્યારે તેઓ કોઇને જુવે છે ત્યારે દેખાય નહિ તેમ ઝાડની દુરની બાજુએ રહે છે. તોપણ કોઈ કોઇ વાર ઘણા શાંત અને ચુપ રહયાથી આપણે તે નાના રંગીલા પ્રાણીઓને તેમને હરકત કર્યા વગર જોઇ શકીએ.

૫. ખીસકોલીનો શેકાર કરવો છોકરાંઓમાં ઘણો સાધારણ છે, પણ તે ઘાટકી છે. કોઇ છોકરાએ નાની

સુંદર ખીસકોલીને તેની જંગલની ખુશ ગુજારતી જીંદગી લઈલેવા (મારી નાખવાને) કોશેશ કરવા નહિ.

૬. દહાડાના ગરમ વખતે ખીસકોલી કદી જોવામાં આવતી નથી. તે વખતે તે પોતાના ઉચાં માળામાં શાંત ઉંઘમાં હોય છે. પણ સહવારના પોહોરમાં અને સાજના તે પોતાના સંતાઇ બેસવાની જગ્યેથી બાહાર આવે છે, અને જે કોટલાંવાંલા ફળો તથા બીજા ફળોની ઉપર તે ગુજરાન કરે છે તેની શોધમા તેને ડાંખલીની આસપાસ કુદતી જોવામાં આવે છે.

૭. વસંત રૂતુમાં ખીસકોલી શીયાલાને માટે ખોરાકનો જથ્થો ભરી મુકવાની શરૂઆત કરે છે તે વારે તે ઓકના ફળો અને કોટલાંવાલાં ફળો એકઠાં કરવા ગુંટાયલી હોય છે જે, તે જે ઝાડ આગલ તે રહે છે ત્યાં ખુણા અને દરમાં સંતાડે છે.

૮. તે સારી યાદદાસ્ત ધરાવતી દેખાય છે કારણ જ્યાં તે પોતાનો ખોરાક ભરી રાખે છે તે જગ્યા તે હંમેશ યાદ રાખે છે. જ્યારે બરફ પોતાના સફેદ ઢાંકણથી સઘલી ચીજ ઢાંકી નાખી જમીન ઉપર પડેલું હોય છે ત્યારે પણ ખીસકોલી તે જગ્યે સીધી જાય છે; બરફ ઓખવી કાઢે છે અને છુપાવેલો ખજાનો બાહાર લાવે છે.

૯. જ્યારે ખીસકોલી પોતાનો શીયાલાનો ખોરાક એકઠો કરતી હોય ત્યારે તે કોટલાંવાળાં ફળોના ઝાડોની દરરોજ મુલાકાત લએ છે. તે દરેક ફળ નેહાળીને જુવે છે અને ફકટ સારાં હોય તેજ લએ છે.

૧૦. તમે કદી ખીસકોલીને કોટલાંવાલું ફળ ખાતાં જોઇ છે? તે નાનું પ્રાણી તે પોતાના આગલા પગો વચ્ચે લએ છે, પોતાના તીક્ષણ દાંતવતી મથાલું કાઢી નાખે છે, કોટલું ભાગે છે અને પછી અંદરનો માવો ખાય છે. આ ઘણી હુશીઆરીથી કરવામાં આવે છે–તમે અથવા હું કરી શકું તેના કરતાં વધારે સરસ રીતે.

૧૧. પણ ખીસકોલી હંમેશ કોટલાંવાલાં ફળો અને બીજા ફળોથીજ ધરાતી નથી. જંગલોમાં ભટકતી વખતે તે કોઇ કોઇ વાર એકાદ પક્ષીનો માળો શોધી કાહાડે છે અને ઇડાં ચોરી લે છે,—નાના પક્ષીઓને ચોરી લઈ જતાં જતાં પણ તેને પકડવામાં આવી છે.

---

## TRUE CHARITY.

## ખરી સખાવત.

૧. નાની શારલૉતે કહ્યું, માયજી, દરવાજા ઉપર પેલા ગરીબ છોકરા આગલ લઇ જવા એક ફલિયું

મને આપો એવી મારી મરજી છે. તે ઘણો ભુખ્યો દીસે છે અને તે કહે છે કે મેં આખો દહાડો થયો કાંઇ ખાધું નથી. હું તેને માટે ઘણી દલગીર છું.

૨. તેણીની માયે કહ્યું, હું ધારૂં છું કે શારલૉત, તારી પાસે તારૂં પોતાનું રૂપિયું છે, જે આજે સહવારે તને તારા બાપે આપ્યું હતું તેણે તને અને હૅનરી દરેકને એકકું રૂપિયું આપ્યું હતું. શારલૉતે કહ્યું, હા માયજી, પણ નિશાળેથી ઘર આવતાં મારે તેની એક પુરી ખરીદવી છે.

૩. તેણી માયે કહ્યું, તે વખતે તને ભુખ લાગશે એમ તું ધારતી હોય તો તારી સાથે થોડું પાઉં માખણ લેતી જજે. શારલૉતે કહ્યું, પણ મને પુરી વધારે ભાવે છે.

૪. તેણીની માયે કહ્યું, ત્યારે મને ધાસ્તી લાગે છે કે તું તે ગરીબ છોકરા માટે ઘણી દલગીર નથી. જો કે તેં તો સારો નાસ્તો કીધો છે અને તેણે ઘણું ખરૂં ખાધું પણ નહિ હશે, તે છતાં એક પુરી ખાવાની મજાહ છોડી દેવા કરતાં તું તેને ભુખ્યો જવા દેવા વધારે રાજી છે.

૫. તેજ વખતે હેનરી દરવાજા આગલ આવી પુગ્યો. પેલો છોકરો હજી ત્યાં ઉભેલો હતો. હેનરીએ કહ્યું,

ગરીબ છોકરા, અહીં આવ, લે આ પેની તારે માટે છે. એવડે એક પુરી ખરીદવાની મારી મતલબ હતી પણ મને હમણા ભુખ નથી અને હું હિમતથી કહુ છું કે તું ભુખ્યો છે.

૬. તે છોકરાએ હેનરીનો ઉપકાર માન્યો અને એક પેનીનો રોટલો ખરીદવા ભઠીઆરાને ત્યાં તે લાગલો દોડયો. હેનરી પોતાના આરકાં સાથે રમવા ગયો અને પેનીનો કાંઇપણ વધારે વિચાર કીધો નહિ. શારલૉતે પોતાનું માથું શરમાઇને નિચું નમાવ્યું. તેણીએ તે દહાડે પુરી નહિ ખરીદવી એવો ઠરાવ કીધો.

૭. બીજાઓના સંકટોની આપણે દયા ખાઇએ છીએ એમ કહેવું બહુ સહેલું છે; પણ જો આપણે તેમને મદદ કરવાને કાંઇપણ આપણુ પોતાનું આપી દેવાને રાજી થઇએ નહિ તો આપણી દયા કાંઇ કિંમતની નહિ, કારણે તે ખરી હોતી નથી. શારલૉતને દયા નહિ હતી એમ નહિ, પણ તે એકલપેટી હતી.

૮. તે ગરીબ છોકરાને એક પેની આપવા તેણી રાજી હતી પણ બીજાને ખાતર પોતાની ગમત છોડી દેવા તેણીને ગમ્યું નહિ. એ કાંઇ સખાવત કહેવાય નહિ. ખરી સખાવત આપણને જેઓ આપણા જેવા સુખી નહિ હોય તેઓ માટે ભોગો આપવા તતપર કરે છે.

૯. હેનરીએ વિચાર્યું કે જે ભુખો નહીં હોય તેણે પુરી લેવા કરતાં જે ભુખ્યો હતો તેણે પાઉંનો કટકો લેવો વધારે સારૂં છે.

૧૦. શારલૅાત તે દહાડે તેની માયાળું દિલની બાઈ શીખવેલો ધડો કદી ભુલી ગઇ નહિ. તેણી વળી દયાળુ અને બીનસ્વાર્થી થઈ અને બીજાઓને સુખી કરવા ખાતર તેણીની પોતાની મજાહ છોડી દેવાને સઘળે વખતે હાજર હતી. જે ધણી ચીજો ધરાવતો હોય અને તે ચીજોને પોતાને અને બીજાઓને આશીરવાદ બનાવે તે ખરો સુખી હોય છે.

---

## AN ODD WAY OF CATCHING THEM.

## તેમને પકડવાનો એક કઢંગો રસ્તો.

૧. એક બુઢા માણસે કહ્યું કે જ્યારે હું નિશાળે જતો છોકરો હતો ત્યારે હું વારંવાર ઘણો આળસુ હતો. પાઠ ચાલતી વખતે પણ મારા જેવા બીજા આળસુ છોકરાઓ જોડે હું રમતો હતો. અલબતાં શીક્ષકથી આ છુપાવાને અમો કોશેશ કરતા પણ એક દહાડે અમે બરાબર પકડાઇ ગયા.

૨. તેણે કહ્યું, છોકરાઓ તમારે આળસુ થવું ન જોઈયે. તમારે તમારી ચોપડીમાં ધ્યાંન આપવું જોઈયે હમણા આળસુ થયાથી તમે કેટલું ખોવો છો તે તમે જાણતા નથી. જુવાની એજ શીખવાનો વખત છે. જો તમારામાંનો કોઇ બીજા છોકરાને ચોપડીની બાહાર જોતાં જુવે તો તેને મહેરબાંની કરી મને આવીને કહેવું.

૩. મેં મારા મન સાથે વિચાર કીધો કે આહા, જોસ્મીથ છે તે મને ગમતો નથી; હું તેને તપાસ્તો રહીશ; અને જો હું તેને ચોપડીમાંથી બાહાર જોતાં જોઇશ તો કહીશ. લાંબો વખત ગયો નહિ તેટલામાં, મેં જોને તેની ચોપડીમાંથી બાહાર જોતાં જોયો અને હું તરતજ ગયો અને માસ્તરને કહ્યું.

૪. તેણે પુછયું, ખરેખર, તેં કેમ જાણ્યું કે તે આળસુ હતો? મેં કહ્યું, મેહેરબાન સાહેબ, મેં તેને જોયો. અંહ, તેં જોયો, નહિ? અને જ્યારે તેં તેને જોયો ત્યારે તારી આંખો ચોપડીમાં હતી?

૫. હું બરાબર પકડાયો; બીજા છોકરાઓ હસ્યા, અને મેં મારૂં માથું નિચે નમાવ્યું, જે વારે માસ્તર હસ્યા. ત્યાર પછી મેં આળસુ છોકરાની કદી ચોકસી રાખી. નહિ.

૬. જો આપણે આપણી પોતાની ચાલચલણ તપાસ્યે અને હંમેશા આપણી પોતાની ફરજ બજાવીએ તો બીજાઓની ખોડો અને તેઓની આલસાઇ તપાસવાને આપણને કાંઇ વખત મળે નહિ.

---

## EVIL THOUGHTS.

## બુરા વિચારો.

ઘણી બુરા વિચારો જે પોતાનો રસ્તો લએછે તે જીંદગીને દલગીરીની બનાવે છે, આપણુ માટે આજ દલગીરી અને ચીંતા લાવે છે, (અને) કાલે શરમીંદગી અને તંગી લાવે છે.

---

## PUT YOUR SHOULDER TO THE WHEEL.

## પૈડાને તમારૂં ખભું લગાડો.

૧. એક વાર એક વખતે એક ગાડાંવાલો એક ગામડાંના રસ્તા ઉપર ભરેલુ ગાડું હાંકતો હતો. તે એક બેદરકારી આળસુ માણસ હતો.

૨. તે બીચારા ઘોડાને ખડબડા રસ્તા ઉપર મુશીબતથી જેમ તેનાથી જવાય તેમ જવા દેતો અને આખરે એક

પૈડું એક ઉંડા ખાડામાં બેઠું જેમાંથી ઘોડાથી તે ખેંચઇ શકાયું નહિ.

૩. ઘોડાને મદદ કરવાની કોશેશ કરવાને બદલે, તે ગાડાંવાલો પોતાના ગુંટણ મંડીએ પડયો અને દેવની મદદ માંગવા લાગ્યો—જે દેવ તેના જોરને માટે જાણીતો હતો.

૪. દેવ આવ્યો, અને તેની શું ઈચ્છા હતી તે પુછયું. તે ગાડાંવાલાએ કહ્યું કે મારાં ગાડાંનુ પૈડું એક ખાડાંમાં ભરાઇ બેઠું છું તેથી હું તને તે કાહાડવા બોલાવતો હતો.

૫. પૈડાં ઉપર તારૂં પોતાનું ખભું મુક એમ દેવે કહ્યું. જેઓ પોતાને મદદ કરતા નથી તેઓને હું મદદ કરતો નથી, અને એટલું કહી તે તેને છોડી ગયો.

૬. દેવે જે કહ્યું હતું તે પેલા આળસુ ગાડાંવાળાંને કરવાની ફરજ પડી; અને જ્યારે પૈડાંને ખભું લગાડયું ત્યારે તેને માલમ પડયું કે તેથી વધારે કશાની જરૂર હતી નહિ. પૈડું બાહાર ઉચકાઇ આવ્યું અને ગાડું તરતજ પાછું રસ્તા ઉપર ચાલતું થયું.

૭. એમ હમેશ આળસુ લોકોને હોય છે. તેઓ પોતે કાંઇ કરતા નથી અને પોતાનું કામ બીજાઓ કરશે એવી આશા રાખે છે. જ્યાંસુધી તમે પોતે તમારાથી બને

તેટલું કરો નહિ ત્યાંસુધી તમારે કદી મદદ માંગવી નહિ પહેલવહેલાં તો તમારે તમારૂં પોતાનું ખભું પૈડાં ઉપર મુકવું જોઈયે.

---

## WISE SAYINGS. ડાહ્યી કહેવતો.

જ્યારે સુસ્તી ઉંઘાય ત્યારે તમે ઉંડું હળ ખેડો (ઘણી મેહેનત કરો) તમે તમારા જીવના ધણી છો? તો પછી તમે પોતાને આળસુ પકડવાને શરમાવો.

તને જીવવા ગમે છે તો વખત નહિ ગુમાવો.

જે ધણી હળ ખેડી સુખી થવા માંગતો હોય, તેને પોતાને હળ પકડવું પડે અથવા તો હાકવું પડે.

---

## THE PET BIRD. વાહાલું પક્ષી.

૧. એક દહાડે એક માણુસે એક બાપડાં નાના પક્ષ-ને જમીન ઉપર પડેલું દીઠું. તે તેના માળામાંથી બાહાર પડયું હતું અને ઘણી ધાસ્તીમાં આસપાસ પાંખ ફફડા-વતું હતું. તે ઘણું નાનું હોવાથી ઉડી શકતું હતું નહિ.

૨. તે માણુસ તેને ઘર લઈ ગયો અને તેની બરી દાસ લીધી. તેણે તેને એક પીંજરામાં મુકયું કે રખેને કોઇ

બીલાડી તેને હેરાંન કેરે નહિ. તે પક્ષી થોડા વખતમાં એટલું તો પલાઈ ગયું કે જ્યારે તેના પીંજરાનું બારણું ઉઘાડવામાં આવતું ત્યારે તે બાહાર આવતું અને ઓરડા-માં અહીંથી તહીં ઉડતું.

૩ કોઇ કોઇ વાર તે તેના ધણીના ગુંટણ ઉપર આવીને બેસતું અને તેના હાથમાંથી પાઉંના કટકા ઉંચકી લેતું. તેને અહીંથી તહીં કુદકા મારતું જોવાને સુંદર દેખાવ દીસતો હતો. તેનો ધણી પોતાનો હાથ લાંબો કરી કહેતો, અહીં આવ દીક, અને એક પળમાં તે પક્ષી તેની તરફ ઉડતું અતે તેના આંગલા ઉપર આવી બેસતું.

૪. તેનો ધણી તેની તરપ માયાલુ હતો અને તે પક્ષી તેનાથી બીહતું હતું નહિ તે જાણતું હતું કે તેની સાથે તે સહી સલામત હતું. પક્ષીઓ તેઓના તરફ કોણ માયાલુ છે ને જલદી જાણતાં શીખે છે.

૫. એક દહાડો બારી ઉંઘાડી હતી અને તે પક્ષી બાહાર ઉડી ગયું, તેના ધણીએ ધાર્યું કે તે જતું રહ્યું પણ તે થોડા વારમાં પાછું આવ્યું. તે પછી, તેને ગમે તેમ અંદર અને બાહાર ઉડવા દેવામાં આવતું. જમવાના વખતે તે અંદર રહેવાને સંભાળ લેતું જે વેળા તેને માટે પાઉંના કટકા ઉંચકી લેવા તૈયાર હતા.

૬. ઉનાલો અને શીયાલો વહી ગયા અને તે પક્ષીએ પોતાના ધણીને છોડી જવાની કોશેશ કીધી નહિ. તે કલાકો સુધી બાહાર રહેતું પણ તે હંમેશ પાછું આવતું.

૭. આખરે વસંતરૂતુ આવી, જેમ અગાઉ સેકડો વખત ઉડી ગયું હતું તેમ ઉંધાડી બારીમાંથી તે બહાર ઉડી ગયું પણ તે પાછું આવ્યું નહિ.

૮. બપોરનો જમવાનો વખત થયો, રાતના જમવાનો વખત થયો, પણ પાઉંના કટકા ઉંચકી લેવાને નાનુ પક્ષી હતું નહિ, કેટલાક દિવસો વહી ગયા અને તેથી તે માણસ વિચારવા લાગ્યો કે કોઇએ તેને મારી નાંખ્યું હશે અને તેથી તે વધારે વાર તે જોઇ શકશે નહિ.

૯. જયારે બે મહિના કરતાં વધારે પછી એક પક્ષીનું આખું ટોળું ઉંધાડી બારીમાંથી અંદર ઉડી આવ્યું ત્યારે તે કેટલો અજાયબ થયો તેનો વિચાર કરો. તેઓ પાંચ કરતાં ઓછાં ન હતાં. તેમાનુ એક તેના ખભા ઉપર આવીને બેઠું અને દોસ્તીની રીતે તેના દગલા ઉપર ચાંચ મારી, જ્યારે બીજાં ઓરડાની આસપાસ ઉડયા કીધાં.

૧૦. તે તેનું જુનું વહાલું પક્ષી હતું જે પોતાના કુટુંબ સાથ પાછું ફર્યું હતું. તેને કોઇ નર સાથી મળી ગયો હતો, માળો બાંધ્યો હતો, ઇંડાં મુકયાં હતાં અને

સેવણુ બેઠી હતી, બચ્ચાં હવે મોટાં થયાં હતાં અને ઉડવાને શક્તિવાન હતાં તેથી તેણી તેમને પોતાના જુના ધણીને આદેરમાન આપવા લાવી હતી.

૧૧. તેઓ માત્ર થોડોજ વખત થોભ્યાં અને પછી તેઓ સઘલાં ઉડી ગયાં, તે પછી માદા વારંવાર તેના જુના ધણીને મળવા પાછી આવતી પણ તેણી લાંબો વખત રહેતી નહિ. તેણીને બીજે ઠેકાણે (કામ) ફરજે હતી અને તેનાથી તેને અટકાવવાને તેણે કોશેશ કીધી નહિ. તેનું નાનું વહાલું પક્ષી જીંદગીની પોતાની રીતે સુખી હતું તેથી તે ખુશી હતો.

૧૨. પ્યારાં છોકરાંઓ, પક્ષી તરફ માયાલુ થવાને શાખો અને જે જીંદગીને માટે પરમેશ્વરે તેમને મુકરર કીધા છે તે જીંદગી તેમને ગુજારવા દો. આપણે તેમને સુખી કરીએ તે કરતાં પોતાના બચ્ચાંની સંભાળ લેતાં તેઓ પોતાના નાના માળા બાંધીને જંગલમાં વધારે સુખી રહે છે.

૧૩. પોતાના પ્રાણીઓને માટે સઉથી સરસ શું છે તે પરમેશ્વર જાણે છે. તે સઘલાની સંભાળ લે છે અને તેના જાણ્યા વગર એક ચલ્લી પણ જમીન ઉપર પડતી નથી.

## PROVERBS. કહેવતો.

ગુમાવો નહિ, તો તંગીમાં આવી પડો નહિ.
કાટ ખવાડો તેના કરતાં ઘસી નાખો તે વધારે સારૂં.
કીટાઇ જાય તે કરતાં વાપડીને ઘસી નાખો તે વધારે સારૂં.

---

## THE WOLF AND THE LAMB.

### વરૂ અને ઘેટું.

૧. એક વાર એક વખતે એક વરૂ અને ઘેટું એકજ ઝરામાંથી પાણી પીતાં હતાં. વરૂ ઉંચી જગ્યા ઉપર ઉભેલું હતું, જ્યારે ઘેટું નિચે ઉભેલું હતું.

૨. પોતાની તરસ મટાડ્યા પછી વરૂને ભુખ લાગવા માંડી, તેણે વિચાર્યું કે ઘેટું તેને માટે એક સારૂં ભોજન થઇ પડશે, તેથી તેણે તેની સાથે છીટાં સોધવાનો ઠરાવ કીધો.

૩. પેલું નાનું પ્રાણી ઝરાના કિનારા ઉપર ઉભું રહ્યું હતું તેની આગલ જઇને વરૂએ ભારે ગુસ્સામાં કહ્યું, ઝરાનું પાણી ડોવી નાખીને મારૂં પાણી બગાડવાને તું કેમ હિમત કરે છે?

૪. પેલાં ગરીબ નાના ઘેટાંએ કહ્યું, સાહેબ, તે મારાથી બની શકયુજ કેમ, કારણ, જુવો, ઝરો ઉપર વહેતો નથી, પણ તમારી તરફથી નિચે વહે છે. આ એટલું તો દેખાઇતું હતું કે પેલા જુહા વરૂથી ના પાડી શકાયું નહિ.

૫. વરૂએ કહ્યું, વારૂં, પણ, મેં સાંભળ્યું કે એક વરસની વાત ઉપર તેં મારી બદગોઇ કીધી હતી. તેને માટે તને શું કહેવું છે? ઘેટાંએ જવાબ આપ્યો, જ્યારે હું માત્ર ત્રણજ મહિનાનું છું તો તે કેમ બની શકયું?

૬. વરૂએ કહ્યું, અરે, જો તે તું નહિ હોય તો તે તારો બાપ હોવો જોઇયે; અને જ્યારે હું તેનો વિચાર કરૂં છું ત્યારે મારી ખાતરી થાય છે કે તે તેજ હતો, અને તેને માટે તારે ખમવું જોઈયે, એટલું કહી પેલા જુઠાં વરૂએ પેલાં ગરીબ ઘેટાં ઉપર તડાપ મારી અને તેને મારી નાંખ્યું.

૭. એક જુલમગારને પોતાની મરજી બજા લાવવાને કદી કાંઇ બાહાનાની ખોટ હોતી નથી. જ્યારે કોઇ મોટા નિશાળે જતા જોરાવર છોકરાને નાના છોકરાઓ તરફ ધાંધળ ધરપચ્ચ કરતો જુવો ત્યારે તેને બરાબર ધ્યાનમાં રાખજો. તે પેલા ઘેટાં સાથના વરૂના જેવો હોય છે. એક

મરદાની છોકરો કદી (કોઇને) દમ ભરાવતો નથી; તે નબળાઓને બચાવી લે છે અને તે સઘલાઓ તરફ માયાલુ અને નરમ સ્વભાવનો રહે છે.

---

## THE LITTLE BASKET MAKERS.

## નાના ટોપલી વણનારાં.

૧. કેટલાંક પક્ષીઓ સુકી ડાંખલીઓ ટોપલીના કામની માફક મરડીને તે વતી પોતાના માળાની બાહારની બાજુ બનાવે છે. તેઓ પછી અંદરની બાજુને ઉન અથવા બીજાં નરમ રેસમી કપડાંથી અસ્તર કરે છે, જેથી કરીને જ્યારે બચ્ચાં જન્મે ત્યારે તેઓને તેઓની માયની ગરમ છાતી તળે સુવાને સુંદર નરમ પાલણુ મળે.

૨. એ જાતના પક્ષીઓ તેઓનો માળો કદી તદન એક સરખો બાંધતા નથી. તેઓ એક બીજાની નકલ કરતાં નથી, પણ દરેક તેનાં પોતાના પ્લાન (યુક્તિ) પ્રમાણે અને શરૂઆતથીજ તેને ખોદાએ શીખવ્યું હોય તે પ્રમાણે બાંધે છે.

૩. પેહલું પક્ષી જેણે ઇદનના બાગમાં પોતાનું તારીફનું ખુશાલી ભરેલુ ગીત ગાયું હતું તેણે પણ જેમ હમણા પક્ષીઓ માળો બાંધે છે તેવોજ બાંધ્યો હતો. ચીજો (ત્યાં) હાજર હતી, અને તેનો કેમ ઉપયોગ કરવો તે તેને ખબર હતી, કારણકે પરમેશ્વરે તેને શીખવ્યું હતું.

૪. મુખ્ય બાંધનાર ઘણું કરીને માદા હોય છે. પોતાના કામ કરવાને નાના પગ અથવા ચાંચ સિવાય તેણી પાસે કાંઇ હથિઆર, સોય કે દોરા, હથોડા .કે ખીલા હોતા નથી. તે પક્ષી તે સુંદર પ્યાલાં જેવા આકારનો માળો પોતાની ગોળ નાની છાતીથી દાબીને ઘાટ આપીને બનાવે છે.

૫. તમે ચિત્રમાં જુવો છો તેમ જે ચીજનો માળો બાંધવામાં આવે છે તે ચીજો ઘણું કરીને નર પક્ષી માદાને લાવી આપે છે. નાના પક્ષીઓના પાલણા માટે જોઇયે તે પ્રમાણે તે સુકું ઘાસ, લીલ, મુળીયાં, ડાંખલી, વાળ, ઉન કે પીછાં લાવે છે.

૬. નર પક્ષીને ચીજોની તેની શોધમાં તપાસવાને બહુ ગમત પડે છે. જો તે તમને જોતાં જુવે તો તેના માળાનો રસ્તો તમે (રખેને) શોધી કાહાડો તેથી તે બીહશે, અને તમને ભુલાવો ખવાડવા માટે, તે કદાચ ઘર તરફનો જુદોજ રસ્તો લેશે.

૭. કોઇ કોઈ વાર ખેતરમા મેંઢાં પાછળ તેઓની પીઠ ઉપરથી થોડા નાના ઉનના ગુંચડાં મેળવવાને તેઓની પછવાડે જતાં તમે જોશો. અથવા ખેડુતના વાડામાં મરગીઓ તરફ તે પોતાનો રસ્તો લેશે અને કાંઇ નરમ પીછાં (જે) ખરી પડયાં હોય તે ઉંચકી લેશે. તે શાને માટે આવ્યો છે તે મરઘીઓ જાણુતી દેખાય છે, અને તેઓ જેટલું તેને મલી શકે તેટલું લઇ જવા દેછે.

૮. ચિત્રમાં જુવો છો તેમ, જો ખેડુતની બાઇડી ભોગ જોગે ઝરૂખા આગલ પોતાનું ઉન રખડતું રહેવા દએ, તો તે મોઢામાં રહે એટલું ચોરી લઇ જશે. ખરી ચીજ શું છે તે તે જાણે છે; અને તે ગમે તે દેશમાં હોય ત્યાં પણ તે જે ચીજ તેની મતલબ સઉથી સરસ રીતે સારે તેજ ઉચકી લઇ જાય છે. જે જાતનો માળો એક પક્ષી એક દેશમાં બાંધે છે તેજ જાતનાં પક્ષીનો માળો આખી દુનિઆમાં તેવોજ હોય છે. તે મોટા પેદા કરનારે દરેક જાતના પક્ષીને તેને પોતાનું કામ કરવાને આપ્યું છે અને તે ગમે ત્યાં હોય ત્યાં તે કરી શકે છે.

## LETTER. કાગજ.

૧૬, પોર્તલેન્ડ મોહલો,

પ્યારી શારલી,

જીઑર્જ કાકાએ સનવારે અમને રેતીના કિનારે લઇ જવા કબુલ્યું છે. તમે અમારી સાથે આવશો? તે દહાડે ફ્રેડ ત્યાં (ગયો) હતો અને તે મને કહે છે કે સસલાના ટોળાં આમ તેમ દોડતાં તેણે જોયાં. શું ગમત નહિ પડશે?

જરૂર આવવાની કોશેશ કરજો. અમે દસ વાગે નીકલશું.

(લા૦) ઉવિલી બ્લર.

---

## THE LOAF OF BREAD. પાઊં.

૧. એક વાર એવો વખત હતો કે દેશમાં ભારે દુકાલ પડયો અને ઘણાઓ ખોરાકની તંગીથી દુઃખી થતા હતા. દરેક ઠેકાણે ભારે વીપત્તિ હતી.

૨. એક ચોકકસ પૈસાદાર માણુસે વીસ ગરીબ છોકરાંને પોતાના ઘર આવવાને કહ્યું. જ્યારે તેઓ આવ્યાં ત્યારે તેણે કહ્યું, આ ટોપલીમાં તમારાં દરેકને માટે એકેકું

પાઉં છે. તમારે દરેકે એક લેવું અને તમારે આએજ કલાકે જ્યાં સુધી સારો વખત આવે ત્યાં સુધી દર રોજ આવવું.

૩. છોકરાંઓ ટોપલી ઉપર તુટી પડયાં અને પાઉંને માટે મારામારી અને કજીઓ કરવા મંડયાં. દરેકે સઉથી સરસ અને મોટો રોટલો લેવાને ઈચ્છયું; અને આખરે તેઓ તે ભલા માણુસનો તેની બક્ષેશને માટે ઉપકાર માન્યા વગર ચાલી ગયાં.

૪. છોકરાંઓમાં એક નાની છોકરી હતી જેનું નામ રોઝ હતું. તેણી ઘણી ગરીબ પણ સુઘડ હતી અને સારાં કપડાં પેહરેલાં હતાં. તેણી સભ્યતાથી દુર ઉભી અને આખરે સઉથી નાનું પાઉં લીધું—ટોપલીમાં જે એક રહ્યું હતું તે. તેણીએ પછી પેલા ભલા માણુસનો ઉપકાર માન્યો અને ગડબડ કર્યા વગર ઘર ગઈ.

૫. બીજે દહાડે, છોકરાંપાછાં આવ્યાં. તેઓ આગલા દીવસના જેટલાંજ બે અદબ હતાં. તેઓમાંના દરેકે આગલા દિવસની કાની સઉથી મોટો રોટલો લેવાને કોશેશ કીધી; અને ફરીથી તેઓ તે ભલા માણુસનો તેની માયાનો ઉપકાર માન્યા વગર ચાલી ગયાં.

૬. બીચારી રોઝને આ વખતે જે રોટલો મલ્યો તે બીજાઓના કરતાં ભાગ્યે કદમાં અર્ધો હતો. પણ જ્યારે તેણી

ઘર ગઇ અને તેણીની માયે તે પાઉં કાપવા માંડયું ત્યારે તેમાંથી નવા રૂપાંના કટકા (રૂપીઆ) બાહાર પડ્યા.

૭. તેણીની માય ઘણી અજાયબ થઇ અને કહ્યું, આએજ પળે પૈસા પાછા લઈ જા, કારણ બેશક કાંઇ ભુલથી પાઉંમાં તે આવ્યા છે, રોઝ પૈસા હાથમાં લઈ પેલા પૈસાદાર શખ્સને ઘર દોડી.

૮. જ્યારે તેણી ત્યાં પુગી અને શામાટે તેણી પાછી ફરી હતી તે કહ્યું, ત્યારે તેણે તેણીને કહ્યું, નહિ મારી ભલી છોકરી, એ કાંઈ ભુલ નથી. મેં સઉથી નાના પાઉંમાં પૈસા મુકાવ્યા કે જેથી કરી તને તે મળે. તારી સારી ચાલચલણના (બદલા તરીકે) અને બીજાં છોકરાંમાંના કોઇના પણ કરતાં વધારે આભારી દિલ દેખાડવાના બદલા તરીકે તું તે લે.

૯. છોકરા અને છોકરીઓ! નાની રોઝની માફક સભ્ય અને બીનસ્વાર્થી થવાને હમેશ કોશેશ કરો.

એક સભ્ય, સલાહ ભરેલી, આભારી જીંદગી,
અંસંતોષ અને કજીઆ કરતાં વધારે લાભ મેળવે છે.

---

# THE BIRDS' CHRISTMAS SHEAF.

## પક્ષીઓની નાતાલની પુળી.

૧. એક ગ્રહસ્થ લખે છે કે થોડા વખતની વાત ઉપર નોરઉવેમાં મુસાફરી કરતો હતો. ખેડુતના ઘરો આગલથી પસાર થતાં મેં જે કાંઈ જોયું, તેનો તે વખતથી મેં ખુશી સાથે વારંવાર વિચાર કીધો છે.

૨. તે શું હતું તે તમે શું ધારો છો? દરેક ખેડુતના ઘરના કોઠારના છાપરાં ઉપર એક લાંબી લાકડી બાંધેલી હતી, અને લાકડી ઉપર એક નાની અનાજની પુળી બાંધેલી હતી. તે શા માટે હતી તેનું તમે શું ધારો છો?

૩. લાંબો વખત સુધી મેં અટકળ કરવાની કોશેશ કીધી પણ હું ગુંચવણમાં પડયો. દરેક ખેડુતના ઘરમાં આવી રીતે એક લાકડી સાથે એક પુળી બાંધેલી જોવી એ અજાયબી ભરેલી ચીજ દેખાતી હતી.

૪. એક દહાડો એક સાથી મુસાફર મને મળી ગયો. તે ઇંગ્રેજી બોલી શકતો હતો, તેથી મેં તેને જે અનાજની પુળીઓ મેં વારંવાર જોઈ હતી તેનો અર્થ પુછયો.

૫. તેણે મને કહ્યું કે તે દર વરસે નાતાલને ટાંકણે બાહાર મુકવામાં આવે છે કે જેથી કરીને પક્ષીઓ આનંદી

નાતાલ ભોગવે. દર વરસે જુની પુળી કાહાડી લેવામાં આવે છે અને નવી મુકવામાં આવે છે.

૬. આ કેવી સુંદર રીત હતી એવો મેં વિચાર કીધો. નોરઉવેમાં શીયાલો ઘણો લાંબો હોય છે, ત્યાં ઉંડો બરફ અને કઠણ અંધાઈ ગયલો ઠાર વરસનાં આઠ કે નવ મહિના રહે છે. દહાડા ટુંકા હોય છે અને રાત લાંબી અને અંધારી હોય છે. ગરીબ નાના પક્ષીઓને ખોરાક શોધી કાહાડતાં મોટી મુશકેલી પડે છે.

૭. પણ તેઓને પણ આપણુની પેઠે નાતાલને વખતે થોડું અજવાલું મળે છે. નાતાલની પુળી તરફ તેમને ટોળાં બંધ જતાં જોવાને રળીઆમણો દેખાવ હોવો જોઇએ.

૮. તે દહાડા પછી વારંવાર નાતાલની પુળીની આસ-પાસ ચીંચીં કરતાં અને પાંખ ફફડાવતાં નોરઉવેના ગરીબ પક્ષીઓનો મેં વારંવાર વિચાર કીધો છે. પોતાના નાના પીછાંવાળાં પડોસીને આ ખાણું પુરું પાડવાને સાંના છોકરા છોકરીઓને કેવી મજાહ હોવી જોઈએ.

૯. છોકરા અને છોકરીઓ, આના જેવી યુક્તિનો વિચાર કરવાને તમે કોશેશ કરશો નહિ, કે જેથી કરીને જ્યારે રૂતુ પાછી ફરીને આવે (બેસે) ત્યારે આપણુની સાથે પક્ષીઓ પણ આનંદી નાતાલ ભોગવે?

---

## KEEP TO WHAT YOU BEST CAN DO.

## જે તમારાથી સૌથી સરસ થઇ શકતું હોય તેનેજ વળગી રહો.

જે તમારાથી સૌથી સરસ થઇ શકતું હોય તેનેજ વળગી રહો, બીજું સઘળું કામ જવા દો (પડતું મેલો). આ સાદી કહેવતને મજબુત વલગી રહો કે 'ભલા મોચી તારે કદી તારૂં કાલબુત તજવું નહિ.'

---

## WHAT THE BOYS WOULD BE.

## છોકરાઓ શું થવા ચાહે છે તે.

૧. ચાર કે પાંચ નાના છોકરા એક રાત્રે જયારે તેઓ મોટા થાય ત્યારે તેઓ શું થવા માંગતા હતા તે વિષે વાત કરતા હતા. તેઓમાંના સઉથી ઉંચાને એકે પુછયું:—

૨. ઉવિલી, જયારે તું મોટો થાય ત્યારે શું થવાનો છે? તેણે કહ્યું, વકીલ, જો આપણુને ઇનસાફ આપવા કોઇજ નહિ હોય તો પછી આપણે શું કરીએ?

૩. હા, પણ વકીલો હંમેશા ખરૂં હોય તેજ કરતા નથી. મેં સાભળ્યું છે કે તેઓમાંના કેટલાકો તો જેઓ

તેમને વધારે પૈસા આપે તેનેજ માટે માત્ર લડે છે, એમ શારલીએ કહ્યું.

૪. ઉવિલીએ કહ્યું, વારૂં, પણ હું તેમ કરીશ નહિ. હું વીધવા અને માબાપ વગરનાં છોકરાં શોધતો ફરીશ અને તેમને મદદ કરીશ, અને જોતો રહીશ કે કોઇ તેમને ઠગે નહિ. પણ શારલી, તું શું થવા માગે છે?

૫. અરે, હું તો દાકટર થવાનો છું કે જેથી કરી રાત દાહાડો હું ઘોડે ફરૂં. હું ચાર સુંદર નવા ઘોડા રાખીશ. દાકટર ગ્રેના બેડોલ ઘોડા જેવા નહિ. એ સાંભલી નાનો જેમી ઉઠી ઉભો થયો અને બોલ્યો; ભાઇ શારલી, મહેરબાની કરી તારા સઘલા ઘોડાઓની નાલ મને જડવા દેજે, કારણ હું લુહાર થવાનો છું.

૬. છોકરાઓ હસ્યા, અને ઉવિલીએ કહ્યું, જેમી, હું તને જોઇ શરમાઇશ નહિ, જો તું ભલો પ્રમાણિક લુહાર હોય તો; પણ મારી આશીસમાં આવે તે અગાઉ તારે તારૂં હાથ મોઢું ધોઇને આવવું.

૭. નાનો જેમી તદન ખુશી થઇને બોલ્યો, હા હા, તેમ હું કરીશ. ઉવિલીએ કહ્યું, ઠીક ત્યારે એટલું નક્કી થયું છે કે બાવાને પોતાના કુટુંબમાં એક વકીલ, એક દાકટર, અને એક લુહાર મલશે.

૮. આ સઘલો વખત મમાઈ (બપાઇ) પોતાના મોજાં સાથે મશગુલ હતી અને તેણીના પગ આગલ, વહાલો હૅરી તેણીના સુતરના દડામાં ટાંચણી ખોસતો બેઠો હતો. મમાઇ બોલી, અહીં એક જણુ છે જેણે તે શું થવાનો છે તે કહ્યું નથી.

૯. ઉવિલીએ વાંકો વલી હૅરીને પોતાના હાથમાં ઉચકી લઇને કહ્યું, અરે, હા, તું બાવા જેટલો મોટો થાય ત્યારે તું શું થવાનો છે? હૅરીએ ઉવિલીની ગરદન આસપાસ હાથ નાખીને કહ્યું, જયારે હું મોટો થાઉં, ત્યારે, ત્યારે હું મારી માય તરફ માયાલુ થઇશ.

૧૦. તેની મમાઈએ કહ્યું, વહાલા છોકરા, તે તો સઉથી સરસ. ઉવિલી અને શારલી મોટા લોક થાય અને તોપણુ તેઓ પોતાના માબાપને કાંઈ દિલાસો થઇ નહિ પડે, સિવાય કે તેઓ પણુ ચાહતા અને માયાલુ હોય.

---

## LIGHT-HOUSES. દીવાદાંડીઓ.

૧. દરિઆમાં ખડકો હોય છે જે ઓટ હોય ત્યારે માત્ર જરા પાણીની ઉપર રહે છે અને જયારે ભરતી હોય છે, ત્યારે તદન ઢંકાઇ જાય છે.

૨. તેવારે વહાણો ભારે જોખમમાં હોય છે. તોફાનમાં તેઓ આ ખડકો ઉપર વારંવાર અથડે છે અને કટકે કટકા થઈ જાય છે અને ગરીબ ખલાસીઓ ડુબી જાય છે.

૩. સઉથી વધારે ભય રાતના હોય છે; કારણકે દિવસે ભાગેલા મોજા છુપાયલા ખડકો ક્યાં છે તે દેખાડે છે. આવા ખડકો ઉપર ભય પાસે છે એમ ખલાસીઓને ચેતવણી આપવા દીવાદાંડીઓ બાંધવામાં આવે છે.

૪. દીવાદાંડી એટલે શું ? ઉંચાં થાંભલા અથવા મીનારાના આકારનું ઘર તે દીવાદાંડી. તેના મથાલે એક નાનો ઓરડો સઘલે આસપાસ બારીઓ સહીત હોય છે જેમાં એક દીવો આખી રાત બલતો રાખે છે.

૫. દીવો કોણ બળતો રાખે છે ? દીવાદાંડીમાં એક માણુસ રહે છે જેનું કામ બતી સાફ અને ચલકતા રાખવાનું હોય છે. વારંવાર તેની બાઈડી અને કુટુંબ તેની સાથે ત્યાં રહે છે અને તેના કામમાં મદદ કરે છે.

૬. કોઈ કોઈ વાર દરિઓ એટલો તોફાની હોય છે કે આ લોકો અઠવાડીયાના અઠવાડીયાં સુધી જમીન ઉપર જઈ શકતા નથી. તેમજ જમીન ઉપરથી કોઈ તેમની તરફ જઇ શકતું નથી.

૭. એક વાર એક દીવાદાંડીનો રખેવાલ પોતાની પાછલ પોતાની નાની આઠ વરસની છોકરી સિવાય બીજા કોઈને પણ મુકી જયા વગર ખોરાકને માટે પોતાના મછવામાં બેસી જમીન ઉપર ગયો.

૮. જયારે તે કિનારા ઉપર હતો ત્યારે એક ભારે તોફાન થયું. અંધારૂં થતું હતું અને રખેવાળે જોયું કે દીવાદાંડી તરફ જવાની કોશેશ કરવા તેને હિમત થઈ નહિ.

૯. સર્વેથી વધારે ખરાબ એ હતું કે દીવો વધારવા તે ત્યાં નહિ હતો તેથી વહાણો ખડકો ઉપર ધસડાઈ જશે એમ તે બીહધો.

૧૦. સુરજ અસ્ત પામવા પછી જરાવારે હંમેશની માફક મીનારાને મથાલેથી રોશની બાહાર પડતી જયારે તેણે જોઈ ત્યારે તેની ખુશાળી કેટલી હતી?

૧૧. તે કોણે વધારી હતી? તમે અટકલ કરી શકતા નથી? દીવાદાંડીમાં જે ફકત માણુસ હતું તે તો તેની નાની છોકરી હતી. તેણીએ પોતાના બાપને દીવો વધારતાં અને સરખો કરતાં વારંવાર જોયો હતો.

૧૨. તેણી જાણુતી હતી કે જ્યારે અંધારૂ થવા માંડે ત્યારે આ કરવાનું હતું. તેથી તેણી તદન એકલી મી-

નારાના મથાળા ઉપર ચઢી પવન ફુકતો અને ખડક ઉપર અને મીનારા ઉપર મોજા અથડાતા તેણીએ સાંભળ્યા.

૧૩. પણ તેણી બીહધી નહિ. તેણી ખુરસી ઉપર ચઢી; પણ તેણીને માલમ પડયું કે દીવા સુધી તેણીનો હાથ પુગયો નહિ. તેણીનો હાથ પુગ્યો ત્યાં સુધી તેણીએ ખુરશી ઉપર ચોપડીનો ચોરો કીધો. તેણીએ પછી કાંદી સળગાવી અને આવકારદાયક બતી અંધારામાં અને તોફાનમાં પ્રકાશવા લાગી.

૧૪. ઘણા ખલાસીઓને તે રાતે ખોદાનો ઉપકાર માનવાને અને દીવાદાંડીની બાહાદુર નાની છોકરીને આશીરવાદ દેવાને કારણ હતું.

સમાપ્ત.

# Mistri's Annotation Series.

No. 1. Copious NOTES ON THE LADY OF HTE LAKE CANTO I., with Gujarati Equivalents, with Text, Price 4 annas, Post Free.

No. 2 EXHAUSTIVE NOTES on *Goldsmith's Deserted Village*; by D. D. Gilder, Price 8 As., Postage ½ anna.

No. 3. GOLDSMITH'S VICAR OF WAKEFIELD, with Introduction and FULL NOTES. Price 12 annas, Postage 1 anna.

No. 4. A Complete Glossary of Sequel to No. III., The Royal Readers. Price 6 As. Postage Free.

No. 5. EXHAUSTIVE NOTES on *Lamb's Tales from Shakespeare*, by R. H. Mistri. Containing Etymological, Grammatical, Idiomatical, Phraseological, and Synonymous explanations, lives of Shakespeare and Charles Lamb and Critical Remarks about Shakespeare and his plays. Price 12 Annas.

Price (with Gujarati Equivalents) One Rupee.

No. 6. Copious NOTES ON POPE'S HOMER'S ILIAD, BOOK I., with Gujarati and Marathi Equivalents, by R. H. Mistri, Price 4 Annas.

Others to follow.